## ૧૪. સિંહ અને ઉંદર

૧. એક ઉંદર એક દિવસ સહેલ કરવા બહાર ગયો ત્યારે તેણે સૂર્યના તડકામાં એક સિંહને ઉંઘતો પડેલો જોયો. તે તેની પીઠ ઉપર કૂદ્યો ને તેની જાળમાં સંતાઈ ગયો. તે તેના નાકપર વારંવાર કૂદ્યો. એટલામાં તેણે પોતાની આંખ ઉઘાડી તેથી તે અચંબો પામ્યો, ને બીજી વાત તેણે જે કરી તે પોતાનું જડબું ઉઘાડવાની ને પોતાના પંજાથી તેને મજબૂત પકડવાની હતી.

૨. તે ગરીબ નાનો ઉંદર ધાસ્તીનો માર્યો લગભગ મરી ગયા જેવો થયો; તે તદ્દન ધ્રુજતો ને થરથર કાંપતો બૂમ પાડી ઉઠયો, ઓ રાજા, માફ કરો અને મહેરબાની કરીને માફી આપો, અરે મારી જીંદગી બચાવો, અરે મને જવા દો. મને માત્ર થોડું રમવાની મરજી હતી. કદી ફરીથી તમારી આડે આવીશ નહિ ને કદાચ કોઈ દિવસ હું તમને મદદ કરીશ.

૩. તે મોટો સિંહ હસ્યો. તેણે કહ્યું કે આવું નાનું પ્રાણી સિંહને કદી મદદ કરી શકે? પણ તેણે પંજો ઉપાડયો અને તે ઉંદર દોડી ગયો ને દિવસના બાકીના ભાગ માટે પોતાના દરમાં ભરાઈ રહ્યો.

### ભાગ બીજો

૪. એવું બન્યું કે પોતાના શિકારને માટે ફરતાં તે સિંહ એક દિવસ જાળમાં સપડાયો. જ્યારે તેને માલમ પડયું કે જાળ હું તોડી શકતો નથી ત્યારે જ્યાંસુધી તેણે જંગલ ધ્રુજાવી મુકયું ત્યાંસુધી તેણે ગર્જના કરી. શિકારીઓએ તેને ઝાડ સાથે બાંધ્યો ને જેટલું બની શકયું તેટલા જોરથી તેને મજબુત બાંધ્યો. તેઓએ વિચાર્યું કે બીજે દિવસે આપણા ધણી રાજા પાસે તે પ્રાણીને બંદીવાન કરી લઈ જઈશું.

૫. પણ રાતમાં તેઓ ઉંઘતા હતા ત્યારે તેણે કોઈ પેટ ઘસડીને આવતું હોય તેના જેવો અવાજ સાંભળ્યો. અને પછી એક

નાનો ચહેરો ડોકીઆં કરતો આવ્યો અને એક નાનો નબળો ચું ચું કરતો અવાજ એવું કહેતાં સંભળાયો, કે તે દિવસે તમે મારી જિંદગી બચાવી હતી; હવે હું શું કરૂં છું તે તમે જોશો. અને તે નાના ઉંદરે તે દોરડાને છેક આરપાર કાતરી નાખ્યું અને હવે તેણે કહ્યું, કદાચ તમે જોઈ શકશો કે નાના મિત્રો કેવા ઉપયોગી હોઈ શકે!

## ૧૫. આપણા નોકરો

૧. દાસ અને વેંકટ નામના બે છોકરા એકજ નિશાળે જતા હતા. વેંકટ એક પૈસાદાર માણસનો છોકરો હતો. તે મોટા ઘરમાં રહેતો, ને સોનાની કઠ્ઠી પહેરતો. દાસ એક ગરીબ માણસનો છોકરો હતો. તે એક નાના ઘરમાં રહેતો, અને મા કે બ્હેન ન હોવાથી તે પોતાના બાપને માટે ખોરાક રાંધતો.

૨. એક દિવસ જ્યારે નિશાળમાંથી છુટ્ટી મળી ને તેઓ તરતજ ઘેર જતા હતા તેવામાં વેંકટે દાસને કહ્યું, દાસ, તું મારા જેવો પૈસાદાર થવા નથી ઇચ્છતો કે? હું એક સુંદર ઘરમાં રહું છું, ને મારે ત્રણ ચાકર છે. તે મારી તહેનાતમાં રહે છે. જે જે હું તેમને કહું છું, તે તે તેઓ મારે માટે કરે છે.

૩. દાસે કહ્યું, એ કાંઈ કામનું નહિ. મારે દસ ચાકર છે, જે મારી તહેનાતમાં રહે છે ને મારા હુકમને તાબે થાય છે.

૪. વેંકટે કહ્યું, અરે! શું તું કહે છે કે તારે ત્યાં દસ નોકર છે? તું કેવું જુઠું બોલે છે? મેં ધાર્યું હતું કે તું સાચાબોલો છોકરો છે. દરેક માણસ જાણે છે કે તારે એક પણ ચાકર નથી.

૫. નિશાળના મહેતાજી પાસે ઉભા હતા. છોકરાએ જે કહ્યું તે તેણે સાંભળ્યું હતું. તે જાણતા હતા કે દાસ સારો છોકરો છે ને તે જુઠું બોલતો નથી, તેથી તેણે બે છોકરાને બોલાવ્યા ને માયાળુભરેલી રીતે કહ્યું, દાસ, આમ કેમ? શું કોઈએ તારા બાપને પૈસાની મોટી રકમ આપી છે ને હવે વેંકટના બાપ કરતાં તે વધારે પૈસાદાર છે?

એમ જો ન હોય તો તારા બાપને દસ ચાકર કેમ હોઈ શકે? અથવા તું રમુજમાં માત્ર પતરાજી કરે છે?

૬. દાસ હસ્યો ને કહ્યું, ના સાહેબ, હું સાચું કહું છું. મારે દસ ચાકર છે જે મારા હુકમ માને છે. વેંકટના ચાકરો વારંવાર માનતા નથી. જ્યારે તેમની મરજી હોય ત્યારે તેને છોડીને જાય, તેઓ આળસુ થાય ને તેનું કામ બરાબર કરે નહિ. મારા ચાકરો તેના જેવા નથી. તેઓ મારૂં કહેલું કરવાને હંમેશાં તૈયાર હોય છે. મારા કોઈ પણ ચાકરે મેં તેને જે કરવાનું કહ્યું તે તેઓએ કર્યું ન હોય એવું એક પણ વખત બન્યું નથી.

૭. પછી મહેતાજીએ કહ્યું, આ ઘણી રમુજી વાત છે. પણ મહેરબાની કરીને તમારા ચાકરનાં નામ કહેશો? વેંકટે કહ્યું, હા, તેઓનાં નામ કહો.

૮. દાસે કહ્યું, મારા દસ ચાકર છે તેમાંના બે પગ છે, બે મારા હાથ છે, બે મારા કાન છે, ને બે મારી આંખ છે. આ મળીને આઠ થાય છે. હવે મારૂં નાક ને મોઢું છે.

૯. જો મારી મરજી કોઈ ઠેકાણે જવાની થાય તો હું મારા પગને કહું છું કે મને ત્યાં લઈ જા. તરતજ તે તાબે થાય છે. મારે કોઈપણ ચીજ લેવી હોય તો હું મારા હાથને કહું છું કે તે મને આપો. અને મારા હાથ મારો વખત ગુમાવતા નથી. એક ક્ષણમાં તે પહોંચે ને મારે જે જોઈએ તે આપે છે. જો હું ભૂખ્યો થાઉં તો મારા હાથ મારા મ્હોંમાં ખોરાક મુકે છે ને મારૂં મોઢું ખાય છે. જો મને કાંઈ જોવાની ઇચ્છા થાય તો મારી આંખ મને એકદમ બતાવે છે. જો મને સુંઘવાની મરજી થાય તો મારે માટે મારૂં નાક સુંઘે છે.

૧૦. આ દસ ચાકર હંમેશાં તૈયાર હોય છે. કોઈ પણ ચીજ કરવાને મારે તેને બે વાર કહેવાની જરૂર પડતી નથી. મારે તેને જગાડવા પડતા નથી ને એવું કહેવું પડતું નથી કે ઉઠો, આ કરો ને તે કરો. વેંકટના ચાકરો જે કરે છે તે મારા ચાકરો મારે માટે કરે છે.

૧૧. જ્યારે મહેતાજીએ એ સાંભળ્યું ત્યારે તે ઘણા ખુશી થયા. તેણે કહ્યું, શાબાશ, દુનિયામાં સૌથી સારા ચાકર તારે છે. જ્યાંસુધી તમે તેના પર ભરોસો રાખે છે ને ભાડુતી ચાકર પર રાખતો નથી, ત્યાંસુધી મારા છોકરા, દુનિયામાં તું આગળ ધપશે ને સુખી થશે.

## ૧૬. બિલાડીને ઘંટ બાંધવા વિષે

૧. કેટલાક રમુજી નાના ઉંદર રમવાને દોડતા હતા, પણ એક ઘાતકી બિલાડી રસ્તામાં પડી હતી. તેઓમાંના ઘણા બહાર ગયા, થોડા પાછા આવ્યા. તેઓ કાંઈ કરી શકે છે કે નહિ તે જોવાને તેઓ મળ્યા.

૨. તે આપણને પકડે છે ને ખાય છે, તે દિલગીરીભરેલું પ્રારબ્ધ છે. તે વહેલી કે મોડી આપણી પુંઠ પકડે છે. તે એટલી ધીમે આવે છે કે આપણે સાંભળી શકતા નથી. તે અવાજ કરતી નથી પણ વધારે પાસે ને વધારે પાસે પેટે ચાલીને આવે છે. ભયની ચેતવણી આપવાને તે આવે તેની આપણને ખબર આપવાને અને ઇજામાંથી આપણને બચાવવાને શું વિચાર કરીએ?

૩. બિલાડીને અટકાવવાનો કોઈ રસ્તો શોધી કાઢવાને એક ઉંદરે આમ કહ્યું; બીજાએ તેમ કહ્યું. આખરે એક નાના ઉંદરે કહ્યું, આ બનાવને યોગ્ય કરવાને મેં વિચાર કર્યો છે. હું ધારૂં છું કે બિલાડીના ગળાની આસપાસ તેની હીલચાલની ખબર આપવાને એક નાનો ચકચકિત ઘંટ આપણે બાંધવો જોઈએ. જ્યારે તે હાલશે ત્યારે તે વાગશે ને ઘણીજ ખુલ્લી રીતે કહેશે કે આવે છે, આવે છે, રસ્તામાંથી દૂર થાઓ.

૪. આપણે ઉંદરો સાંભળવાને ઘણા ચંચળ છીએ, આપણે વધારે વાર ધાસ્તીમાં રહેવું પડશે નહિ. આપણે સુખી થઈશું, રાજી રહેશું ને છુટા થઈશું. આપણા સઘળા દિવસ આનંદમાં જશે.

૫. ઉંદરોએ કહ્યું, ઠીક, ઠીક. તેઓમાંના દરેક એકમત થયા, એમ કરવું એ ઘણી ઉત્તમ વાત છે.

૬. પછી એક ડાહ્યો ઘરડો ઉંદર પોતાની જગ્યાએ ઉભો થયો ને ઘણા ગંભીર ચહેરાથી ધીમેથી તેણે કહ્યું: યુક્તિ સારી છે, તેનો હું વિચાર કરૂં છું, પણ બિલાડીને ઘંટ બાંધવાનું કોણ માથે લેશે?

૭. એકે બીજા સામું જોયું. કોઈ પણ બોલ્યુંચાલ્યું નહિ. શાંતિ ભયંકર હતી. કોઈ પણ એક શબ્દ બોલ્યું નહિ. પછી તે ઘરડા ઉંદરે કહ્યું, શું કોઈ કરી શકતું નથી? બોલવું એ મૂર્ખાઈ-ભરેલું છે, એમ હું ધારૂં છું, શું તમે ધારતા નથી?

## ૧૭. છોકરો ને ન્યાયાધીશ

૧. રામુ આઠ વરસનો નાનો છોકરો હતો. તે ઘણી સારી રીતે અંગ્રેજી બોલી શકતો હતો. તેનો બાપ એક અંગ્રેજ ન્યાયાધીશના હાથ નીચે કારકુન હતો. તે વારંવાર ન્યાયાધીશને મળવા જતો. એક સાંજે તે રામુને જોડે લઈ ગયો. ન્યાયાધીશ ઘણી માયાથી બોલ્યો ને રામુને આનંદ થયો.

૨. ન્યાયાધીશે રામુના બાપને કહ્યું, તમારો છોકરો કેટલા વરસનો છે? તેણે જવાબ આપ્યો, સાહેબ, આવતી કાલે રામુ આઠ વરસનો થશે. ન્યાયાધીશે કહ્યું, કાલ તેનો જન્મદિવસ છે. આવતી કાલે એ મારી પાસે આવે ને મળે. હું સવારમાં ૭ વાગતે ફરવા જાઉં છું તે વખતે એને મોકલજો. બાપે પૂછ્યું, હું એની સાથે આવું? ન્યાયાધીશે કહ્યું, ના, તેને એકલો આવવા દેજો.

૩. બીજે દિવસે રામુ બહુ વહેલો ઉઠયો ને ઘણી સંભાળથી કપડાં પહેર્યાં. પછી તે ન્યાયાધીશને ઘેર જવા નીકળ્યો. જ્યારે તે પહોંચ્યો ત્યારે તે દરવાજા બહાર ઉભો રહ્યો ને રાહ જોઈ રહ્યો. ૭ વાગતે ન્યાયાધીશ ફરવાને માટે બહાર આવ્યા. તેના એક હાથમાં ચોપડી ને બીજા હાથમાં ફરવા જવાની લાકડી હતી; જ્યારે તેણે રામુને જોયો ત્યારે તે ગુપચુપ ઉભા રહ્યા અને હસ્યા.

રામુ—સાહેબ, 'ગુડ બાય' (છૂટા પડવાની સલામ).

ન્યાયાધીશ—રામુ, ગુડ મૉર્નિંગ (સવારની સલામ). હું તારી સાથે વાત કરૂં તે પહેલાં તું ચાલી જવા માગે છે?

રામુ—અરે સાહેબ, ના, હું મળવા આવ્યો છું.

ન્યાયાધીશ—ત્યારે તું ગુડ બાય કેમ કહે છે?

રામુ—ગઇ કાલે જ્યારે અમે જતા હતા ત્યારે બાપાએ તમને ગુડ બાય સર, એમ કહ્યું, અને તમે પણ ગુડ બાય કહ્યું. તેથી મેં ધાર્યું કે જ્યારે હું તમને મળું ત્યારે મારે ગુડ બાય કહેવું જોઇએ.

ન્યાયાધીશ—મારા છોકરા, નહિ, નહિ. જ્યારે આપણે જતા રહીએ ત્યારે આપણે ગુડ બાય કહીએ છીએ. તું જ્યારે કોઇને મળે ત્યારે તારે ગુડ બાય કહેવું ન જોઇએ.

રામુ—સાહેબ, 'ગુડ બાય'નો શો અર્થ થાય છે?

ન્યાયાધીશ—'ગુડ બાય' એ પ્રભુ તમારા પર મહેરબાન રહે એ કહેવાની ટુંકી રીત છે.

રામુ—સાહેબ, તમે મને મહેરબાની કરીને કહેશો કે જ્યારે હું તમને મળ્યો ત્યારે મારે શું કહેવું જોઈતું હતું?

ન્યાયાધીશ—ગુડ મૉર્નિંગ સર, એમ કહેવું જોઈતું હતું.

રામુ—સાહેબ, જો હું તમને બાર વાગતે મળવા આવું તો ત્યારે મારે શું કહેવું?

ન્યાયાધીશ—જો તું દિવસના વખતમાં આશરે દશ ને બારની વચમાં આવે ને આશરે બે વાગતે આવે તો તારે 'ગુડ ડે' એમ કહેવું જોઇએ; જો તે વખત બપોર પછીનો હોય તો તારે 'ગુડ આફ્ટર નૂન' કહેવું જોઇએ.

રામુ—જ્યારે હું તમને મળવા આવું ત્યારે, સાહેબ, ગુડ મૉર્નિંગ એમ કહેવું જોઇએ; જ્યારે હું જાઉં ત્યારે નહિ?

ન્યાયાધીશ—અરે ના, જ્યારે તું આવે ને પાછો જાય ત્યારે બંને વખતે તું ગુડ મૉર્નિંગ સર એમ કહી શકે. અથવા તું જાય ત્યારે ગુડ બાય સરએમ કહેવું. પણ જ્યારે તું કોઇને મળે ત્યારે ગુડ બાય કહેવું નહિ.

રામુ—સાહેબ, મારે રાત્રે શું કહેવું ?

ન્યાયાધીશ—તું જતો રહે ત્યારે ગુડ નાઇટ સર અથવા ગુડ બાય સર કહી શકે, ને જ્યારે રાત્રે તું સુવા જાય ત્યારે તારા બાપા-મા ને ભાઈબ્હેનને ને બીજું કોઈ તમારા ઘરમાં રહેતું હોય તેને ગુડ નાઇટ એમ તારે કહેવું.

રામુ—જે દોસ્તદારને હું સારી રી ઓળખતો હોઉં તેને હું મળું ત્યારે શું કહેવું જોઇએ ?

ન્યાયાધીશ—તું ગુડ મૉર્નિંગ, ગુડ ડે કે ગુડ ઇવનીંગ કહી શકે, અથવા તમને કેમ છે, કે તમારી શી ખબર છે એમ તું કહે. પણ રામુ, આજે તારો જન્મદિવસ છે, કેમ રામુ, એમ છે કે નહિ ? જો, તારે માટે આ ચોપડી છે. જન્મદિવસની ભેટ તરીકે હું તને એ આપું છું ને ઇચ્છું છું કે તને બીજી ઘણી વર્ષગાંઠ આવો.

રામુ—સાહેબ, આપનો આભાર માનું છું. તમે મને આ સુંદર ચોપડી આપી તેથી ઘણી મહેરબાની થઈ. હું તે વાંચવાને પ્રયત્ન કરીશ.

ન્યાયાધીશ—રામુ, એ ખરૂં છે. જો તું તદ્દન સમજી ન શકે તો તને મદદ કરવાને તારા બાપાને કહેજે. તે ચોપડી વાતથી ભરપુર છે.

રામુ—મહેરબાન સાહેબ, એક બીજો સવાલ હું તમને પુછું ?

ન્યાયાધીશ—રામુ, બેલાશક પુછ.

રામુ—સાહેબ, ઘણી સુખી વર્ષગાંઠ આવો એટલે શું ?

ન્યાયાધીશ—રામુ, તે આપણા મિત્રને તેના જન્મદિવસે આપણે કહીએ તે છે. એનો અર્થ એ થાય છે કે તમે ઘણાં વર્ષ સુધી જીવો. આ વર્ષગાંઠ ઘણી વખત તમને આવો. તમે દરેક વખતે સુખી થાઓ. હવે હું ફરવા જાઉં છું, તેથી તું ઘેર પાછો જા.

રામુ—સાહેબ, હું તમારો આભાર માનું છું. સાહેબ, ગુડબાય.

## ૧૮. હોશિયાર કાગડી

૧. એક ઉનાળાના ગરમ દિવસે એક નાની કાગડીને પીવાને જરાપણ પાણી જડ્યું નહિ. કયાં જવું તે નાની કાગડીને ખબર ન હતી. તે શાંત રીતે બેઠી ને વિચાર કરવા મંડી.

૨. પછી તે એક ઝાડથી બીજે ઝાડે આમતેમ ઉડી. જ્યાંસુધી તે એક વાડી પાસે આવી ને ત્યાં જમીન ઉપર એક વાસણ હતું ત્યાંસુધી તે કોઇપણ ઠેકાણે પાણીનું ટીપું જોઇ શકી નહિ. તેણે વિચાર્યું, અરે ! મને હવે પાણી જડયું.

૩. તળીએ પાણી સ્વચ્છ ને ચકચકિત હતું; તે કાગડીએ વિચાર્યું કે હું એ પાણી મેળવીશ. હું બીક રાખીશ નહિ, તેથી તે ડાળી પરથી કુદકો મારે છે ને નીચે ઉડીને આવે છે ને પોતાની તરસ છીપાવવાને એકદમ પ્રયત્ન કરે છે.

૪. અફસોસ ! પાણી ઘણું નીચું છે. તણાઇ તણાઇને શરીર લાંબું કરીને પહોંચવું એ સઘળું ફોગટ છે, તેથી તે પાણી સુધી પહોંચી શકી નહિ.

૫. પછી તેણે બૂમ પાડીને કહ્યું, હું તેને ઉંધો વાળીશ, ને મારા બધા જોરથી ધક્કો મારીને પાડી નાખીશ. તેણે પાડી નાખવાને ફોગટ પ્રયત્ન કર્યો ને પછી આખરે તે કામ છોડી દીધું.

૬. તેણે કહ્યું, હું જોઉં છું કે એમ બની શકશે નહિ ને વાસણનું વજન ઘણુંજ છે. હું પ્રયત્ન કરવાનું જારી રાખીશ નહિ, ને એમ છતાં તરસ લાગવાથી મરી જાઉં છું.

૭. આખરે તેના નાના કાળા માથામાં એક વિચાર આવ્યો; તેણે કા કા કર્યું—તેની ખુશાલીમાં મોટેથી તેણે કા કા કર્યું—જેવામાં તેણે કહ્યું કે મને લાગે છે કે પાણીને હું પહોંચી શકતી નથી પણ પાણીને મારી પાસે ઉંચું લાવીશ.

૮. તેથી આ નાની ઘણી ડાહી કાગડી પોતાની ચાંચમાં કાંકરા લાવી, ને જ્યાંસુધી તેણે પાણીને ઉપર આવતું જોયું ત્યાંસુધી તે પાણીમાં નાખ્યા.

૯. બરાબર છ કાંકરા વધારે ને તે પાણી કોર સુધી ચઢે છે ને હવે તે પીએ છે. આ પ્રમાણે ચતુરાઇ લાભ કરે છે. જ્યાં જોર માત્ર નિષ્ફળ છે ત્યાં ધીરજ ફતેહનો ડંકો બજાવે છે.

## ૧૯. નઠારી ભાષા વાપરવા સામે

૧. રામ નામનો એક નાનો છોકરો દરરોજ નિશાળે જતો. તે આઠ વર્ષનો હતો ને તેના માબાપનો એકનો એક છોકરો હતો, જે માબાપ તેણે ઘણું ચાહતા. એક દિવસે તેના શિક્ષકે તેના બાપને કહેવડાવ્યું કે તેણે નિશાળમાં ઘણી ખરાબ વર્તણુક બતાવી છે.

૨. બીજે દિવસે સવારે તેણે નાસ્તો ખાધો તે પછી અને જેવો તે નિશાળે પોતાના હાથમાં ચોપડી લઇને જતો હતો તે વખતે તેના બાપે તેને બૂમ પાડીને કહ્યું, રામ, એક મિનિટ થોભ; મારે તને કાંઇ કહેવાનું છે.

૩. જ્યારે તેની માએ આ સાંભળ્યું ત્યારે તે આવી ને તેને શું કહે છે તે સાંભળવાને બારણામાં પગથીઆં ઉપર નજદીક ઉભી. તેના બાપે કહ્યું, તારા મહેતાજી એમ કહે છે કે તું ગઇ કાલે ઘણી ખરાબ રીતે વર્ત્યો. આ સાંભળવાથી મને ઘણી દિલગીરી થાય છે. તેં શું કર્યું ?

૪. રામે જવાબ આપ્યો, મેં કાંઇ ખોટું કર્યું નથી. મેં ગોવિંદની ચોપડી પાટીઆંની જમીન ઉપર પાડી નાખી અને તેણે મને ગાળ દીધી તેથી તેના બદલામાં મેં તેને ગાળ દીધી. તેણે ગડબડાટ કર્યો. ને મને ગાળ દીધી. મેં પણ એમજ કર્યું. બાપા, આ શું ખોટું હતું ? શિક્ષક મારા પર ને ગોવિંદ પર ગુસ્સે થયા.

૫. તેના બાપે જવાબ દીધો, મારા વહાલા છોકરા, તેં ખોટું કર્યું. મને કહેવામાં તારા શિક્ષક તદ્દન ખરા છે. તારે કોઇને કદી ગાળ દેવી નહિ. એક સારો છોકરો બીજા જ્યારે તેને ગાળ દે ત્યારે પણ કદી ગાળ દેતો નથી. સારા છોકરાના મ્હોંમાંથી ગાળ નીકળવી જોઇએ નહિ. ખરાબ શબ્દ કચરા જેવા છે, તેઓ તેને બગાડે છે. અરે મારા છોકરા, ફરીથી ખરાબ શબ્દ વાપરતો નહિ.

૬. તેની માએ કહ્યું, એ સાચું છે. માત્ર ખરાબ છોકરા ખરાબ શબ્દ વાપરે છે. તેં તારા બાપને ખરાબ શબ્દ વાપરતા કદી સાંભળ્યા

છે? મારા વહાલા છોકરા, તેં સાંભળ્યા છે? એ તને જે કહે છે તેના પર ધ્યાન આપ ને જેમ કહે છે તેમ કરજે.

૭. રામ સારો છોકરો હતો. તે તેના બાપ ને માને ચાહતો અને તેણે તેને રાજી રાખવાને ઇચ્છ્યું. તેણે કહ્યું, બાપા, ખરાબ શબ્દ હું ફરીથી વાપરીશ નહિ ને તેણે તેનું વચન પાળ્યું.

## ૨૦. ઘાસની ગંજીમાંનો કુતરો

૧. એક ઘરડો બળદ જેણે આખો દિવસ સખત કામ કર્યું હતું, તે સાંજના ઘાસનું ભોજન કરવાને ઘેર આવ્યો. પણ જ્યારે તે ચાલીને આવ્યો ને પોતાના ગભાણમાં જોયું ત્યારે પોતાના ભોજન ઉપર એક અજાણ્યાને જોયો અને એક ગુસ્સા ભરેલા અવાજે બૂમ પાડી, બાઉ, વાઉ વાઉ, હું ઉંઘ લઉં છું, તું હમણાં અત્રે આવી શકશે નહિ.

૨. પણ બળદે કહ્યું, કુતરા, તું ઘાસ ખાઇ શકતો નથી. કુતરાએ કહ્યું, હા, હા, તે હું જાણું છું. જતો રહે. હવા ગરમ છે. મારે સુવાની જરૂર છે; તું જુએ છે તેમ હું આ રહ્યો ને અહીંઆં હું રહીશ.

૩. તેણે બચકું ભરવા માંડ્યું. તેણે ઘુરકવા માંડ્યું ને લડવા માંડ્યું. તેથી તે બળદ, કુતરો કેવી રીતે કરડે છે તે સારી રીતે જાણતો હોવાથી ગોળ ફરીને ચુપકીથી ફરી ગયો ને ભુખ્યો ચાલ્યો ગયો, ને તે દિવસે બિલકુલ ખાધું નહિ.

જે કોઇ આપમતલબી હોય છે તે ગભાણનો કુતરો કહેવડાવવાના ભયમ રહે છે.

## ૨૧. લાભકારક સાટું

૧. ગોપાળ–વેંકટ, તું મારી સાથે બજારમાં આવીશ? હું થોડી મિઠાઇ લેવા જાઉં છું. હું તને થોડી આપીશ.

૨. વેંકટ–અરે હા, હું આવીશ. મિઠાઇ ખરીદવાને તારી પાસે કેટલા પૈસા છે?

૩. ગોપાળ–મારી પાસે એઆની છે.

૪. વેંકટ–અરે, તું પૈસાદાર છે! એટલા બધા પૈસા તને ક્યાંથી મળ્યા?

૫. ગોપાળ–તું સોનીના છોકરા રંગુને ઓળખે છે જે આપણી નિશાળે આવે છે. મેં તેની સાથે સારૂં સાટું હમણાંજ કર્યું છે. મેં બે આનામાં મારો કનકવો વેચ્યો છે.

૬. વેંકટ–તેણે તને તે માટે એટલું બધું કેમ આપ્યું? તું જાણે છે કે તેં તેને માત્ર એક આનો આપ્યો હતો. રંગુ બે આનામાં બે નવા કનકવા લાવ્યો હોત.

૭. ગોપાળ–હા, પણ તે તે જાણતો નહોતો, તે નાનો છે. તે કોઈપણ ચીજની કિંમત જાણતો નથી. મેં તેને કહ્યું કે મેં ચાર આનામાં તે કનકવો લીધો છે ને કહ્યું કે હું તને અડધી કિંમતે આપીશ. તેના બે આના આપવાને તે બહુ રાજી હતો.

૮. વેંકટ–અને એ પ્રમાણે એક નાનો છોકરો જેણે તારા બોલવા પર ભરોસો રાખ્યો, તેને ચાર પૈસા માટે છેતરવાના હેતુથી તેં જુઠું કહ્યું અને આને તું લાભકારક સાટું કહે છે. જતો રહે! મને શરમ લાગે છે હું એક જુઠા ઠગારાનો દોસ્તદાર થઇશ નહિ. હું તારી સાથે હવેથી બોલીશ નહિ, અને રંગુને તેં કેવી રીતે ઠગ્યો છે તે હું તેને કહીશ કે તારે તેનો ભરોસો કરવો નહિ.

૯. ગોપાળ–અરે વેંકટ, મને શરમમાં ન નાખ. હું મારી જાતે રંગુને કહીશ, ને હું તેના પૈસા પાછા આપીશ. મેં જુઠું કહ્યું તે માટે હું ઘણો દિલગીર છું.

૧૦. વેંકટ–બહુ સારૂં, ત્યારે હું હવે તારો દોસ્તદાર થઈશ, પણ રંગુ પાસે એકદમ જા ને તેને કહે કે હું ઘણો દિલગીર છું. તે નાના છોકરાને તેના પૈસા પાછા આપ. ગોપાળ, તું કદી ભૂલીશ નહિ કે માણસો જે સાચું બોલે છે તેને ચાહે છે. માણસો જુઠાનો ભરોસો

કરતા નથી. એક બે વખત તું જુઠું કહીને થોડો નફો કરશે, પણ માણસોને માલમ પડશે કે તું જુઠો છે કે તરતજ, જો તું સાચું બોલતો હશે તોપણ, કોઈ તારો ભરોસો કરશે નહિ.

## ૨૨. પવન અને સૂર્ય

૧. પવને સુરજને કહ્યું, હું તારા કરતાં જબરો છું. સુરજે પવનને કહ્યું, એ વાત સાચી હોવાનો મને શક રહે છે. પણ ચાલો આપણે અજમાવી જોઈએ, ને જોઈએ કે હું ને તું બેમાંથી એક પેલા મજબૂત જુવાન માણસનો જાડો ડગલો ઉતરાવી શકીએ છીએ કે નહિ. તે એક સારી ગમ્મત થશે. જે કોઇ ફતેહ પામશે તે વધારે જોરાવર ગણાશે અને પછી તે બાબતનો ઝઘડો કદી કરવાની જરૂર રહેશે નહિ.

૨. પવને કહ્યું, કેવી ગમ્મત ! તે હમણાં અમલમાં મુકવામાં આવશે; તેણે ફુંકવા માંડ્યું ને ફુંકવા માંડ્યું ને તેણે તે માણસને ટંડોગાર કરી નાખ્યો. તે માણસે કહ્યું, મને મારા ગળામાં સખત સળેખમ થશે, ને જેમ જેમ પવન ફુંકતો ગયો તેમ તેમ તે વધારે ટંડો થતો ગયો ને તેણે પોતાના જાડા ડગલાનાં બોરીઆં વધારે તંગ બાંધ્યાં.

૩. સુરજે કહ્યું, ચાલો, હવે હું ધારૂં છું કે મારો વારો છે. તું હમણાં જોશે કે તારે કાંઇ શીખવાનું છે. તોફાન થઇ રહ્યા પછી ધીમેથી ને શાંત રીતે ધીમો ને ગરમ સુરજનો તડકો આવ્યો. જ્યાંસુધી બધી હવા વાદળવાળી હોય એવું દેખાય ત્યાંસુધી કિરણો વધારે ને વધારે ગરમ થતાં ગયાં. તે માણસે કહ્યું, અરે ! હું શું કરૂં ? મને ઘણી ગરમી લાગે છે. એવામાં તેના ચહેરા પર મોટા રેલા ઉતરવા માંડ્યા ત્યારે તેણે પોતાનો ડગલો ઉતારી નાખ્યો, કારણ કે તે સહન કરી શકતો નહોતો. તે તેને ઘેર લઇ ગયો કેમકે તે પહેરી શકતો નહોતો.

સુરજને પવને કહ્યું, તેં મારા પર જીત મેળવી છે. હું જોઉં છું કે તું મારા કરતાં ઘણોજ મજબૂત છે.

## ૨૩. કાગળ લખવા વિષે

બાપા—ગોવિંદ, તું શું કરે છે?

ગોવિંદ—બાપા, હું કાગળ લખું છું.

બાપા—અડધો કલાક થયાં ટેબલ આગળ તું બેસી રહ્યો છે. તારો કાગળ લગભગ પુરો થવા આવ્યો કે?

બાપા—મને તારો કાગળ જોવા દે. અરે, તેં હજી શરૂ જ કર્યો નથી!

ગોવિંદ—બાપા, કાગળ કેમ લખવો તે હું જાણતો નથી. કેશવને કાગળ આજે લખવાનું મેં વચન આપ્યું છે. મેં ફરીફરીને પ્રયત્ન કર્યો છે, પણ શું લખવું તે હું જાણતો નથી.

બાપા—જો કેશવ અહીં હોત તો તું તેની સાથે વાત કરી શકત. શું તું કરી શકત નહિ? શું કહેવું તે તું જાણત. તારે અડધા કલાક સુધી શાંત બેસી રહેવું જોઇએ નહિ, ને કાંઈ લખવું ન જોઇએ?

ગોવિંદ—અરે, ના બાપા. કોઈ સાથે વાત કરવી સહેલી છે પણ લખવું ઘણું અઘરૂં છે.

બાપા—ઠીક, મારા છોકરા, કાગળ કેમ લખવો તે હું તને કહીશ. એમ ધાર કે કેશવ તારા મોં આગળ અહીં ઉભો છે. જાણે તે અહીં હોય તેમ તું તેને જે જે કહેતો હોય તે લખી લે. જ્યારે જ્યારે તું કોઇને લખે ત્યારે ત્યારે આમ કરજે. જાણે માણસ તારી પાસે ઉભો હોય તેને તું કહેતો હોય તેમ લખ.

ગોવિંદ—પણ કાગળ કેમ શરૂ કરવો તે મને આવડતું નથી.

બાપા—કોઇપણ કાગળ કેમ શરૂ કરવો તે હું તને કહીશ. જો તું મારા પર, તારી બા પર, તારા કાકા પર, તારી કાકી પર લખતો હોય તો આ રીતે શરૂ કરઃ મારા વહાલા પિતા, મારી વહાલી બા, મારા વહાલા કાકા કે મારી વહાલી કાકી. અમારી સાથે બોલવાની આ રીત છે ને એ જ રીતે તું લખ.

જ્યારે તું તારી બેન સીતાને, તારા ભાઈ રામુને કે તારા પિત્રાઈ ભાઈ વિઠુને લખતો હોય ત્યારે મારી વહાલી સીતા, અથવા મારી વહાલી બ્હેન એમ લખવાનું શરૂ કરવું. તું તારા ભાઇને, મારો વહાલો રામુ કે મારા વહાલા ભાઇ એમ લખી શકે, ને તારા પિત્રાઇ ભાઇ વિઠુને લખતાં મારા વહાલા વિઠુ અથવા મારા વહાલા પિત્રાઈ ભાઇ એમ શરૂ કરવું.

જ્યારે તું નિશાળમાં તારા મહેતાજી સાથે બોલતો હોય ત્યારે તારે તેને સાહેબ કહીને બોલાવવા, અને જ્યારે તું કોઈ અજાણ્યા માણસ સાથે અથવા કોઇ માણસ જેને તું ઓળખતો નથી તેની સાથે બોલતો હોય ત્યારે તારે સાહેબ, એમ કહેવું જોઇએ.

એ જ પ્રમાણે તું તારા મહેતાજીને અથવા કોઇ અજાણ્યા માણસને લખતો હોય ત્યારે મારા વહાલા સાહેબ અથવા વહાલા સાહેબ, એવી રીતે કાગળ શરૂ કરવો.

જો તું કોઇ બીજો છોકરો જે કેશવની જેમ તારો મિત્ર હોય તેને લખતો હોય તો તું તેનું નામ દઇને બોલાવજે ને મારા વહાલા કેશવ, અથવા મારા વહાલા મિત્ર એમ શરૂ કરજે.

ગોવિંદ—ને બાપા મારે કાગળ કેવી રીતે પુરો કરવો ?

બાપા—તારે તારો કાગળ આ રીતે પુરો કરવો જોઇએ:

તારા બાપને અથવા બાને

હું છું

તમારો વહાલો છોકરો.

તારા કાકા કાકીને

હું છું

તમારો વહાલો ભત્રીજો.

તારા પિત્રાઇ ભાઇને

હું છું

તમારો પિત્રાઇ ભાઇ.

તારા ભાઇને અથવા બ્હેનને
હું છું
તમારો વહાલો ભાઇ.
જે મિત્રને તું સારી રીતે ઓળખતો હોય તેને
હું છું
તમારો સાચો મિત્ર,
અથવા હું છું
તમારો નિખાલસ મિત્ર.
અજાણ્યાને
હું છું
તમારો નિમકહલાલ મિત્ર.
તારા મહેતાજીને
હું છું
તમારો તાબેદાર શિષ્ય.

## ૨૪. તન દઇને કામ કરો

૧. છોકરાઓ, જ્યારે તમારે કામ કરવાનું હોય ત્યારે તન દઇને કરો. છોકરાઓ, જેણે ટોચ પર ચઢવું હોય તેણે પહેલાં ટેકરી પર ચઢવું જોઇએ.

૨. છોકરાઓ, તળેટી આગળ ઉભા રહીને અને આકાશ તરફ જોઇને જો તમે કદી પ્રયત્ન નહિ કરો તો તમે ઉપર કેમ ચઢી શકશો?

## ૨૫. ભલી રાણી વિકટોરિયા

૧. રાણી વિકટોરિયા એક મહાન રાણી હતી. તે વળી ઘણી ભલી સ્ત્રી હતી.

૨. જ્યારે વિકટોરિયા એક નાની છોકરી હતી ત્યારે તે જાણતી નહોતી કે હું એક દિવસ ગ્રેટબ્રિટન ને આયર્લાંડની રાણી થઇશ. તે વખતે ચોથો વિલિયમ રાજા હતો, ને તે વિકટોરિયાનો કાકો હતો. તેને કાંઇ છોકરાં નહોતાં.

૩. તેના દોસ્તદારો જાણતા હતા કે જો તે જીવશે તો તે રાણી થશે. પણ બાર વરસની થઈ ત્યાંસુધી તે જાણતી નહોતી.

૪. પછી એક દિવસ તે ઇતિહાસ વિષે પોતાના પાઠ શીખતી હતી ત્યારે તેની માએ કહ્યું, કે જ્યારે ચોથો વિલિયમ મરી જશે ત્યારે તું રાણી થશે.

૫. જ્યારે નાની શાહજાદીએ કહ્યું કે મા, તેં જે મને કહ્યું તેથી મને બીક લાગે છે, ત્યારે તેની ભુરી આંખ આંસુથી ભરાઈ ગઈ. પણ તે બોલી, હું મારી ફરજ અદા કરવાને પ્રયત્ન કરીશ ને ભલી થઈશ.

૬. તે દિવસથી તે નાની શાહજાદી પોતાના પાઠ શીખતી ને રાણી થવાને લાયક બનવાને તેનાથી બન્યું તેટલું સઘળું તેણે કર્યું.

૭. વરસો વહી ગયા, ને શાહજાદી વિક્ટોરિયા અઢાર વરસની થઈ ત્યારે તેનો કાકો ચોથો વિલ્યમ રાજા મરી ગયો. વિક્ટોરિયા જે તે વખતે લંડનમાં એક મહેલમાં રહેતી હતી તેને ખબર પહોંચાડવાને બે ગૃહસ્થોને સવારના પહોરમાં ઘણા વહેલા મોકલવામાં આવ્યા.

૮. જ્યારે તે બે ગૃહસ્થો મહેલમાં આવ્યા ત્યારે તેમને કહેવામાં આવ્યું કે શાહજાદી વિક્ટોરિયા ઉંઘે છે, એમ છતાં તરતજ શાહજાદી તેમને મળવાને નીચે આવી.

૯. વિક્ટોરિયાને તેના કાકાના મોત વિષે કહેવામાં આવ્યું ત્યારે તેની આંખમાં આંસુ આવ્યાં. હવે તેને ખબર પડી કે હું રાણી થઇ છું ને મારે મોટું કામ કરવાનું છે.

૧૦. એક વરસ કરતાં વધારે વખત પછી વિક્ટોરિયા રાણીનો વેસ્ટમિનિસ્ટર એબીમાં મોટા ઠાઠમાઠથી રાજ્યાભિષેક કરવામાં આવ્યો. આ લંડનમાં મોટું દેવળ છે. તેમાં ઇંગ્લાંડના રાજારાણીનો હંમેશાં રાજ્યાભિષેક કરવામાં આવે છે. જ્યારે તેના માથા પર મુગટ મુકવામાં આવ્યો, ત્યારે મોટા અમીરો અગાડી આવ્યા ને તેની આગળ ઘુંટણીએ પડ્યા ને તેના હાથને ચુંબન કર્યું.

૧૧. પછી આ મોટા દેવળમાં બધા લોકો ઉભા થયા ને ઈશ્વર રાણીનું રક્ષણ કરો એ ગીત ગાયું. વિકટોરિયા ત્રેસેઠ કરતાં વધારે વર્ષ સુધી રાણી રહી હતી. આટલા બધા વર્ષ દરમ્યાન તેણે પોતાની ફરજ અદા કરી. તેણે પોતાની રૈયત પર અમલ કરવા એવો પ્રયત્ન કર્યો કે જેથી તેઓ ભલા ને સુખી થાય.

૧૨. વિકટોરિયા રાણી ઉપર ઘણાં દુઃખો આવ્યાં ને દિલગીરીભરેલા બનાવો બન્યા. તેનો ધણી જેને તે ઘણાજ પ્રેમથી ચાહતી હતી તે મરી ગયો ને તેનાં કેટલાંક છોકરાં નાનપણમાં મરી ગયાં. તેના અમલમાં ઘણાં યુદ્ધ થયાં અને તેથી તે ઘણી દિલગીર થઈ.

૧૩. પણ તેના આખા અમલમાં ભલા થવાનું ને પોતાની ફરજ બજાવવાનું પહેલું વચન તેણે પાળ્યું. તે ૧૯૦૧માં ઇંગ્લંડના બીજા કોઈ પણ રાજા રાણી કરતાં વધારે વખત સુધી રાજ્ય કરીને મરી ગઈ. તેની સઘળી રૈયતે તેને માટે શોક કર્યો, કારણ કે તે ભલી માતા, પ્રેમાળ સ્ત્રી અને સાચી રાણી હતી.

## ૨૬. ઊંટ

૧. ઊંટ રણ તરીકે ઓળખાતા ગરમ દેશોમાં રહે છે.

૨. કેટલાક ઊંટને ખૂંધ કહેવાતો એક મોટો ગઠો હોય છે ને કેટલાકને બે હોય છે.

૩. ઊંટ મજબૂત હોય છે અને માણસોને લઈ જવા ને ગરમ રેતીવાળા મેદાનમાં થઈને ચીજો લાવવાને માટે ઘણું ઉપયોગી છે. ત્યાં એટલી ગરમી હોય છે કે કોઈપણ ઘોડો કે કોઈપણ બીજું પ્રાણી આ કામ કરી શકે નહિ. તેના પગ પહોળા, નરમ ને ચપટા હોય છે જેથી કરીને તે રેતીમાં પેસી જતા નથી.

૪. જે માણસો ગરમ મેદાનમાં થઈને જાય છે તેને વારંવાર પાણી શોધવાને ઘણે દૂર જવું પડે છે. ગરમ સુરજ મેદાનને સુકવી

નાખે છે ને તળાવ કે કુવા જે ઘણા માઈલ દૂર હોય છે ત્યાં જ પાણી માલમ પડે છે.

૫. ઘણે દૂરથી ઊંટને પાણીની ગંધ આવે છે ને તે ત્યાં પહોંચે ત્યાંસુધી તે ચાલ્યા કરે છે. પછી તે પીવાનું સારૂં પાણી મેળવે છે ને પાણીની મસક ભરી લે છે.

૬. રેતીવાળા મેદાન ઉપર થઈને ઊંટ જાય છે, ને તે પહેલાં તે પુષ્કળ પાણી પીએ છે જેથી કરીને કુવા ઘણે દૂર હોય ત્યારે લાંબા વખત સુધી પાણી પીધા વગર તે જીવી શકે છે.

૭. રણનાં મોટાં મેદાન હોય છે ત્યાં રેતી વગર બીજું કાંઈ દેખાતું નથી. તેમાં કોઈ ઘોડા, ઝાડ, ગામડાં કે રસ્તા હોતા નથી, તે સમુદ્ર જેવા દેખાય છે. ત્યાં પાણીને બદલે રેતી હોય છે. માણસો વહાણમાં બેસીને સમુદ્ર ઓળંગે છે અને ઊંટ માણસને બહુ ઉપયોગી હોય છે ને સુકી રેતીવાળાં મેદાન ઉપર થઈને તેને લઈ જાય છે, તેથી તે રણનું વહાણ કહેવાય છે.

૮. માણસ અને સામાન લઈ જતાં ઊંટની લાંબી હારને વણજાર કહે છે.

## ૨૭. હાથી વિષે

૧. જે પ્રાણી જમીન ઉપર રહે છે તેમાં હાથી સૌથી મોટું પ્રાણી છે. તમે એવું એક પ્રાણી જોયું છે? હાથીનું ચિત્ર જુઓ.

૨. તેને એક મોટી સૂંઢ હોય છે. તે પાંચ છ ફુટ લાંબી હોય છે. તે તેના માથાની અગાડીના ભાગમાં લટકે છે. સૂંઢને છેડે તેને એક જાતનો હોઠ છે જે વીંટળાઈ જાય છે. તે વતી હાથી દરેક ચીજ ઉંચકી શકે છે. જમીન પર પડેલી બે આની પણ ઉપાડી લઈ શકે છે.

૩. હાથી પોતાની સૂંઢ વતી ખાય છે. તે પોતાનો ખોરાક તેના વડે ઉંચકી શકે છે ને ખોરાકને પોતાના મોંમાં મૂકે છે. વળી તે પોતાની

સૂંઢવતી પાણી પીએ છે. તે તેમેં પાણીથી ભરે છે, પછી તેનો છેડો પોતાના મોંમાં મૂકે છે ને પાણી પોતાના ગળામાં રેડે છે.

૪. નર હાથીને બે લાંબા દંતશૂળ હોય છે. તે ત્રણ ચાર ફુટ લાંબા હોય છે. તે ઘણા લીસા ને કઠણ હોય છે. તે વડે તે ઝાડ ખોદી શકે છે અથવા વાઘને મારી નાખી શકે છે.

૫. હાથી ઘણા મજબૂત હોય છે. જ્યારે પાળવામાં આવે છે ત્યારે તે માણસને માટે કામ કરે છે. હિંદુસ્તાન ને બ્રહ્મદેશમાં તેઓ ભારે વજન ઉંચકી શકે છે ને લઈ જઈ શકે છે.

૬. હાથી પોતાના દંતશૂળ પર લાકડાનું ઢીમચું જે ચાર પાંચ માણસ ખસેડી શકતા નથી તે લઈ જાય છે. તે પોતાની પીઠ પર પાંચ છ માણસને ઉપાડી જાય છે.

૭. તેની તપાસ રાખવાને, ને તેને ખવડાવવાને ને તેને હાંકવાને એક માવત હોય છે. માવત તેને પોતાની મરજી પ્રમાણે ઉભો કરી શકે છે અથવા નીચે બેસાડી શકે છે, ચલાવી શકે છે, સ્થિર ઉભો રાખી શકે છે. તે તેના માવતને તાબે રહે છે.

૮. જંગલી હાથી જંગલમાં રહે છે. હિંદુસ્તાન ને બ્રહ્મદેશનાં જંગલોમાં ઘણા જંગલી હાથી હોય છે. ટેકરી પાસેના ઘીચ જંગલોમાં કોઈવાર તમે એક ટોળામાં સાઠ જેટલા જોઈ શકશો.

૯. જંગલી હાલતમાં હાથી વાંસ ને ઝાડનાં પાતરાં ખાઈને રહે છે. જંગલી હાથીને પકડવામાં આવે છે ને પાળવામાં આવે છે.

## ૨૮. હીરા

૧. એક વખત હીરા નામનો પાળેલો હાથી હતો. તે દેશમાં સૌથી સુંદર હાથી હતો. તેનો ધણી રાજા તેને માટે ઘણો મગરૂર હતો. તે કહ્યાગરો, બહાદુર ને નમ્ર હતો. તે લડાઈમાં રાજાનો

વાવટો લઈ જતો. તેની પીઠ ઉપર એક હોદ્દો કે બેઠક હતી તેમાં બે ત્રણ માણસો બેસતા.

૨. તેનો માવત તેની સાથે કદી ગેરવર્તણુક ચલાવતો નહિ, ને માવતનાં છોકરાં ધારતી વગર તેની સાથે રમતાં. હીરા, માવત અને તેના છોકરાંને ચાહતો અને તેના વગર કોઈનું કહ્યું માનતો નહિ.

૩. એક દિવસ લડાઈમાં હીરાનો માવત મરાયો. એક તીર તેને વાગ્યું તેથી તે મરી ગયો ને તે નીચે પડ્યો. હોદ્દામાંના માણસો પણ માર્યા ગયા. તે વખતે રાજાનું લશ્કર નાસવા લાગ્યું, પણ હીરાના માવતે પોતે મરી ગયો તે પહેલાં તેને ત્યાંથી નહિ ખસવાને કહ્યું હતું.

૪. હીરા જાણતો નહોતો કે મારો માવત મરી ગયો છે, તથા તેણે બીજો હુકમ સાંભળવાની ધીરજથી રાહ જોઈ. તરતજ એક તીર તેને વાગ્યું છતાં પણ તે ખસ્યો નહિ. તે પોતાના રાજાના ફરકતા વાવટા સહિત દૃઢ ઉભો રહ્યો. ચિત્રમાં તેને ઉભો રહેલો ને હવામાં ઉડતાં તીરો તમે જુઓ. માણસો તેની આસપાસ બધે લડે છે.

૫. રાજાના સિપાઈઓએ લડાઈમાં હજી સુધી ઉડતો વાવટો જોયો. એ દેખાવથી તેમને આનંદ થયો અને તેઓ વધારે બહાદુરીથી લડવા મંડયા. એક બૂમ પાડીને તેઓ દુશ્મન ઉપર ધસ્યા ને રણક્ષેત્ર-માંથી દુશ્મનને મારી હઠાવ્યા.

૬. પણ હજુ સુધી હીરા ખસ્યો નહિ. તેને એમ કોઈ કરાવી શક્યું નહિ. આખરે કોઈએ કહ્યું, માવતના નાના છોકરાને બોલાવો. કદાચ હીરા તેનું કહેવું સાંભળશે, તેથી તેઓ નાના છોકરાને લાવ્યા જે માત્ર નવ વરસનો હતો.

૭. તે નાના છોકરાએ હીરાને ઘુંટણીએ પડવાનું કહ્યું. હીરાએ તેનો અવાજ ઓળખ્યો ને એકદમ તાબે થયો. પછી તે નાનો છોકરો તેની ગરદન ઉપર ચઢી બેઠો ને તેને ઘેર હાંકી ગયો.

૮. હીરા માત્ર એક પ્રાણી હતું, તોપણ હુકમ નહિ માનવા કરતા મરવાનું તે વધારે પસંદ કરતો. તેની બહાદુરીથી ને કહ્યાગરાપણાથી તે રાજાને માટે લડાઈ જીત્યો.

## ૨૯. બળદ ને દેડકો

૧. એક બદામી રંગનો દેડકો છેક સવારના પહોરમાં વહેલો પોતાના તળાવમાં કૂદતો કૂદતો બહાર આવ્યો. તે કૂદતો ચાલ્યો ને કિનારાથી ઘણે દૂર ગયો નહિ. તે વખતે મળસકું થયું હતું.

૨. તે ઘણે દૂર ગયો નહિ એટલામાં એકદમ તે ઉભો રહ્યો. તે મોટી ધાસ્તીમાં પાછો ફર્યો કે રખેને મને હરકત નડે. તેથી ઉતાવળમાં તે પોતાના તળાવમાં પાછો આવ્યો.

૩. તેનો બાપ એક ઘરડો દેડકો, જેણે તેને જતાં જોયો હતો તેણે કહ્યું, મારા છોકરા, અરે શું થયું છે? તું માંદો થયો છે કે બીક લાગી છે કે તું ગાંડો થયો છે? તું શા માટે આટલો બધો ધ્રુજે છે?

૪. અરે બાપા, ચાલો આપણે નાસી જઈએ. પાસે એક રાક્ષસ છે. તે નાના દેડકાએ કહ્યું, તે આપણને ખાઈ જશે; તે ઘર જેવડો મોટો છે. તેના માથા પર શીંગડાં છે. તેની ગરદન છેક ધોળી છે. તેની પીઠ તદ્દન રાતી છે, ને તેની પુંછડી માટે પુછતા હો તો મેં જ્યારે તેની લંબાઈ જોઈને તેના બળ વિષે વિચાર કર્યો ત્યારે હું ધોળો પુણી જેવો થઈ ગયો.

૫. છીટ, છીટ, મોટા દેડકાએ કહ્યું, મારા વહાલા છોકરા, એ તો બળદજ છે, તે ગરીબ ને નમ્ર છે. તે આપણને કાંઈ હરકત કરશે નહિ. તે દેડકાને ખાતો નથી. તે કુતરાની માફક ભસતો પણ નથી કે કરડી ખાતો પણ નથી.

૬. તે ઉંચો છે એ ખરૂં છે, અને તેનાં શીંગડાંને તેની પુંછડી દેખાવમાં બેશક ઘણાં દબદબાવાળાં છે. મગરૂર ઘરડા દેડકાએ કહ્યું, પણ હું ધારૂં છું કે હું તેના જેટલોજ મોટો છું.

૭. તે બોલ્યો કે તરતજ તેણે પોતાનું શરીર ફુલાવીને ઘણું મોટું કર્યું. પછી તે ઠણુઠણુ કરતો ચાલ્યો ને હસ્યો. તેણે મગરૂરીથી પોતાની છાતી થાબડીને કહ્યું, મારા છોકરા, આના કરતાં તે વધારે મોટો હતો?

૮. નાના દેડકાએ કહ્યું, અરે વધારે મોટો. એ ખુલ્લું છે, પણ જે તેણે કહ્યું તેથી ઘરડો દેડકો અચંબો પામ્યો, ને એકદમ તેણે ફરીથી પોતાના શરીરને ફુલાવીને મોટું કર્યું.

૯. તે ફુલતો ગયો ને ફુલતો ગયો ને તે સુજીને મોટો થતો ગયો. કોઈએ આવા જાડા દેડકાને કદી જોયો નહોતો. પછી તેના છોકરાની અગાડી ઉભા રહીને તેણે ઘણો શ્વાસ લીધો. શું તું ધારે છે કે તે આના કરતાં વધારે મોટો હતો?

૧૦. અરે વ્હાલા હા, તે આના કરતાં વધારે મોટો હતો. પણ મહેરબાની કરી વધારે પ્રયત્ન કરતા નહિ. મને ધાસ્તી છે કે એમ કરવાથી તમારી તંદુરસ્તી બગડશે, ને મને ખાતરી છે કે તેથી તમારી જાતને નુકશાન થશે.

૧૧. પણ મેં અગાડી કહ્યું તે પ્રમાણે દેડકો મગરૂર હતો ને તેણે હજી વધારે પોતાનું શરીર ફુલાવવાને પ્રયત્ન કર્યો. તેની ચામડી તસતસ થઈ ને તેનો ચહેરો લાલચોળ થયો; તેની આંખો ઘણીખરી તેના માથામાંથી નીકળી પડી.

૧૨. પણ અફસોસ! આ સૌથી ખરાબ નહોતું. તે ફુલતો ગયો, ફુલતો ગયો, ફુલતો ગયો ને ફુલતો ગયો. લોકો કહે છે કે અમને ખબર નથી કે આ વાર્તા સાચી છે કે નહિ. તેનું શરીર ફાટી ગયું ત્યાંસુધી તે પોતાના શરીરને ફુલાવતો ગયો.

## ૩૦. રામ અને ખીસકોલી

૧. ઘણા વખત પહેલાં મોટા ને ભલા રાજા રામને પ્રીતિપાત્ર અને ખૂબસુરત રાણી સીતા થઈ ગયાં. તેઓ રામના ભાઈ લક્ષ્મણ સાથે જંગલમાં એક ઝુંપડીમાં સાથે રહેતાં.

૨. એક દિવસ એક ખૂબસુરત સોનાનું હરણ તેમની પાસે થઈને દોડી ગયું, ને સીતાએ રામને તેને પકડી પોતાની પાસે લાવવાનું કહ્યું. રામ તેની પછવાડે ગયા પણ પાછા આવ્યા નહિ. પછી લક્ષ્મણ રામને શોધવાને ગયા ને સીતાને એકલાં છોડ્યાં.

૩. પછી રાવણ નામનો ઘાતકી રાજા આવ્યો ને દક્ષિણમાં ઘણે દૂર તેના મુખ્ય શહેર લંકામાં સીતાને લઈ ગયો.

૪. જ્યારે રામ પાછા આવ્યા ને માલમ પડયું કે સીતા પોતાની જંગલની ઝુંપડીમાં નથી ત્યારે તેને ઘણો સંતાપ થયો. તેણે બધાં પક્ષીઓ, પશુઓ ને માછલીઓને સીતાને શોધવામાં મદદ કરવાને બોલાવ્યા.

૫. સૌથી પહેલાં જે આવી તે ખીસકોલી હતી. તે વખતે તેની ચામડી ઉપરનાં રૂઆં તદ્દન સોના જેવા હતાં. તે સૂર્યના તડકામાં પ્રકાશતાં. તે હમણાં જેવી છે તેવી તે વખતે સુખી ને રમતીઆળ હતી. તે કૂદતી કૂદતી આવી રામની તરવાર પર કૂદતી ચઢી બેઠી ને કહ્યું, શેઠ, સીતાને શોધી કાઢવાને તમને મદદ કરવા તૈયાર થયેલી હું આ રહી.

૬. જ્યારે રામે જોયું કે એ ખીસકોલી કેવી સુંદર ને બહાદુર છે ને મને મદદ કરવાને તૈયાર છે, ત્યારે તેણે તેને ધીમેથી થાબડી ને કહ્યું, તું એટલી બધી નાજુક ને નાની છે કે તું સિપાઈ થઈ શકશે નહિ ને ઘાતકી રાજા ને તેનાં લશ્કર સાથે લડી શકશે નહિ. તું જંગલમાં ફળ ખાતી આમતેમ દોડતી ને તારી માફક બીજાને સુખી કરતી રહે.

૭. આમ કહ્યું કે તુરત રામે ખીસકોલીને તેની પીઠ થાબડીને આશીર્વાદ આપ્યો, ને જ્યારે તેણે પોતાનો હાથ લઈ લીધો ત્યારે તેની આંગળીની નિશાનીઓ તેના સોનાના રૂંવાપર પડી, ને તેને તમે હજી પણ જોશો.

## ૩૧. આળસુ છોકરો

૧. રંગા નામનો એક નાનો છોકરો હતો. તે ઘણો નાનો ને માત્ર ૭ વરસનો હતો. તેના બાપ દરરોજ તેને નિશાળે મોકલતા.

૨. એક સવારે નિશાળે જવાને બદલે તે ગામડાની બહાર ખેતરમાં ગયો. તે ઘણી ખુશકારક સવાર હતી. સૂર્ય પ્રકાશતો હતો ને પક્ષીઓ ગાતાં હતાં. રંગાને નિશાળે જવાનું ગમ્યું નહિ. તેની મરજી આખો દિવસ આમતેમ રમવાની હતી પણ તેની સાથે રમનાર કોઈ નહોતું, કેમકે ગામડાના બીજા બધા છોકરા નિશાળે ગયા હતા.

૩. તેથી જે કુતરો દોડતો જતો હતો તેને તેણે બોલાવ્યો અને કહ્યું, કુતરા, આવ ને મારી સાથે રમ; પણ કુતરાએ જવાબ દીધો કે ના, ના, મારે આળસુ થવું ના જોઈએ. હું મારા ધણીના ઘરની ચોકી કરવાને જાઉં છું. મારે જલદીથી દોડવું જોઈએ, નહિ તો કોઈ ચોરો તેના ઘરમાં પેસી જાય.

૪. પછી રંગાએ એક કાગડાને મોંમાં લાકડી સહિત જોયો, અને કહ્યું, કાગડા, આવ ને મારી સાથે રમ.

૫. પણ કાગડાએ કહ્યું, ના, ના, મારે આળસુ થવું ન જોઈએ. હું મારો માળો બાંધું છું અને વરસાદ આવે તે પહેલાં મારે આખો દિવસ કામ કરવું જોઈએ. તેથી તે કાગડો ઉડી ગયો.

૬. પછી રંગાએ કેટલીક મધમાખીને એક ફુલથી બીજા ફુલ ઉપર આમતેમ ઉડતી જોઈ, અને તેણે કહ્યું, સુંદર મધમાખી, આવ ને મારી સાથે રમ.

૭. પણ મધમાખીએ કહ્યું, ના, ના, અમે મધ એકઠું કરીએ છીએ. હમણાંજ ફુલો કરમાઈ જશે ને અમને મધ મળી શકશે નહિં. જ્યારે અમને મધ મળે ત્યારે અમારે એકઠું કરવું જોઈએ. અમારી સાથે વાત કર નહિ. અમે એટલા બધા કામમાં છીએ કે વાત કરવાનો અમને વખત પણ નથી.

૮. પછી રંગાએ કેટલીક કીડીને ત્યાં થઈને જતાં જોઈ. દરેક કીડી પાસે ચોખાનો દાણો હતો તે લઈ જતી હતી. તેણે કહ્યું, કીડીઓ, એક મિનિટ ઉભી રહો ને મારી સાથે રમો. તમારૂં કામ પછી કરજો.

૯. પણ કીડીએ જવાબ આપ્યો, ના, ના, ખોરાક એકઠો કરવાને આ યોગ્ય વખત છે. અમે ખોરાકનો હમણાં સંગ્રહ કરીએ છીએ કે જેથી કરીને મોસમમાં જ્યારે દાણો બીલકુલ ઉગતો નથી, ત્યારે અમને ખાવાને ખોરાક મળે. અમે એક મિનિટ પણ ઉભા રહી શકીએ એમ નથી. હમણાં પણ તારી સાથે વાત કરવામાં અમે કેટલો વખત ગુમાવ્યો છે! તેથી કીડીઓ જેટલી ઝડપથી પોતાના નાના પગ તેમને લઈ જાય તેટલી ઝડપથી પોતાના દરમાં ચાલી ગઈ.

૧૦. પછી રંગાએ કહ્યું, અરે! ગામમાં મારા વગર કોઈ પણ આળસુ નથી! શું કુતરા અને પક્ષીઓ અને નાની કીડી ને મધમાખી પણ આટલી બધી ઉદ્યોગી છે? ત્યારે મારે પણ ઉદ્યોગી થવું જોઈએ. તેથી પોતાનાથી બની શકે તેટલી ઝડપથી તે દોડતો નિશાળે ગયો ને શિક્ષક આવ્યા કે તરતજ પહોંચી ગયો.

## ૩૨. વાઘ

૧. પેલા પશુઓ જે જંગલમાં રહે છે તેને આપણે જંગલી જનાવરો કહીએ છીએ. વાઘ એ સઘળાં જંગલી જાનવરોમાં સૌથી વધારે ઝનુની છે. તે મોટું, અને કદાવર અને ઘણું મજબૂત પ્રાણી છે. તે છ થી આઠ ફુટ લાંબું છે, અને આશરે સાડાત્રણ ફુટ ઉંચું છે. તેને ટુંકા વાળથી ઢંકાયેલી સુંદર, પીળી અને કાળી ચામડી હોય છે.

૨. બીજાં સઘળાં પ્રાણીઓ વાઘથી બ્હીએ છે, અને જો તેઓ તેને જુએ અથવા તેને આવતો સાંભળે તો, અથવા પાસે તેની કંઈ વાસ આવે તો નાસી જાય છે. પણ વાઘથી નાસી જવું એ ઘણું મુશ્કેલ છે (કારણ કે) તે બહુ ઝડપથી દોડે છે. તેના પંજાના એક ફટકાથી તે બળદને મારી શકે છે.

૩. વાઘ જંગલમાં રહે છે. તે દિવસે ઉંઘે છે, અને ખોરાકની શોધમાં રાત્રે આમતેમ ભટકે છે. તે હરણ અને જંગલનાં બીજા

પ્રાણીઓને પકડે છે. કોઈ કોઈવાર વાઘો ગામડાની અંદર આવે છે, અને ગાયો તથા બળદોને મારી નાખે છે; કોઈ કોઈ વખત તેઓ માણસોને મારી નાખે છે.

૪. વાઘ એ ઘણી મ્હોટી, જાડી (કદાવર) બિલાડીના જેવો છે. બિલાડીના ચિત્ર અને પેલા વાઘના ચિત્ર તરફ જુઓ, અને એક બીજાને કેટલું મળતું છે તે જુઓ. જેવી રીતે વાઘ બળદ અથવા ઉંદરને પકડે છે અને લઈ જાય છે, તેવી રીતે વાઘ બળદ અથવા હરણને પકડે છે અને લઈ જાય છે. તેને મોટા તીક્ષ્ણ દાંત અને નહોર હોય છે. જેવી રીતે બિલાડી કરે છે તેવી રીતે તે પોતાના નખ પોતાના પંજામાં ખેંચી લે છે, જેથી કરીને તે જંગલમાં પાંદડાં ઉપર ધીમેથી જઈ શકે છે. તે અવાજ કરતો નથી અને તેથી કરીને, હરણો તેને જોઈ શકે તે અગાઉ તેમની છેક નજીક જઈ શકે છે.

## ૩૩. પોપટ અને રાજા

૧. એક વખતે એક માણસ પાસે એક પોપટ હતો. તેણે તેને "તે વિષે કાંઈ શક નથી" એમ બોલતાં શીખવ્યું. જ્યારે જ્યારે તમે તે પોપટને સવાલ પૂછો, ત્યારે તે પોતાનું માથું એક બાજુએ નમાવતો, ઘણો ડાહ્યો દેખાતો, અને જવાબ આપતો: "તે વિષે કાંઈ શક નથી."

૨. એક દિવસ તે માણસ તે પોપટને બજારમાં વેચવા લઈ ગયો. તેણે તેના સો રૂપિયા માગ્યા. સઘળા લોકોએ કહ્યું, "એક પોપટને માટે તે ઘણી ભારે કિંમત છે. અમે તે ખરીદશું નહિ." આખરે એક રાજા ત્યાં આવ્યો. તે બોલ્યો, "આ પક્ષી વિષે અજાયબ જેવું શું છે? તમે શા વાસ્તે આટલા બધા પૈસા માગો છો? શું તે સો રૂપિયાની કિમ્મતને લાયક છે?" તે માલિકે કહ્યું, "મને ન પૂછો. પોપટને પૂછો."

૩. તેથી તે રાજાએ પોપટને કહ્યું, "શું તારામાં સો રૂપિયાનો માલ છે?" તે પોપટે જવાબ આપ્યો, "તે વિષે કંઈ શક નથી." તે રાજા ખુશી થઈ ગયો. તેણે તે માણસને સો રૂપિયા આપ્યા ને તે પક્ષીને ઘેર લઈ ગયો.

૪. પણ બીજે દિવસે જ્યારે તેણે તે પોપટ સાથે વાત કરવાની કોશિશ કીધી, ત્યારે ફક્ત જે શબ્દો તે બોલી શક્યો તે એ હતા, "તે વિષે કંઈ શક નથી."

૫. આખરે તે રાજા એકનાએક શબ્દો ફરી ફરીને સાંભળીને કંટાળી ગયો, અને પોપટને કહ્યું, "તમારે માટે સો રૂપિયા આપવામાં શું હું મૂર્ખ હતો?" જેનો તે પોપટે જવાબ આપ્યો, "તે વિષે કંઈ શક નથી." અને આ વખતે તે પોપટનો જવાબ ઘણો સારો હતો.

## ૩૮. શિયાળ અને કાગડી

૧. તે દિવસે ઘણો તાપ હતો. સુરજ અસ્ત પામવા પર હતો. એક શિયાળ, જે આખો દિવસ પોતાની ગુફામાં ઉંઘતું હતું તે જાગી ઊઠ્યું, અને તેણે આળસ ખાધી. ત્યારપછી તે વિચારવા લાગ્યું કે બહાર જવાનો અને કંઈ ખાવાનું મેળવવાનો વખત થયો છે.

૨. એટલામાં એક કાગડી જેણે માંસનો એક ટુકડો ચોર્યો હતો, તે પાસેના ઝાડ ઉપર ઊડીને ગઈ. તે કાગડી તે ખાવાને ઝાડની ડાળી ઉપર બેઠી.

૩. તે શિયાળ જે ઝાડ નીચે ખદડુક, ખદડુક ચાલતું હતું, તેણે તે કાગડીને જોઈ અને એકદમ થોભી ગયું. જ્યારે તેણે ઉપર જોયું ત્યારે તેણે પોતાના હોઠ ચાટયા. તેણે પોતાના મન સાથે વિચાર્યું, "અરે! મને પોતાને તે માંસનો ટુકડો ખાવો ગમે છે. ખરૂં છે કે, તે બહુ નથી; પણ આવા કડાકાના વખતમાં એક ટુકડા માટે પણ આભાર માનવો જોઈએ.

૪. તે નીચે બેઠો અને તેણે તે વિષે વિચાર કીધો. જો તે માત્ર કાગડીને પકડી શકતે, તો બેશક તે માંસનો ટુકડો ઘણી

જલદીથી ખાઈ જાતે એટલુંજ નહિ, પણ તે કાગડીને પણ ખાઈ જાતે. પણ કાગડી પહોંચી ન શકાય એટલી દૂર હતી. ત્યારપછી તે શિયાળે પોતાની માએ તેને જે એક વખતે કહ્યું હતું તેનો વિચાર કીધો. તેની મા લુચ્ચી ઘરડી શિયાળ હતી, અને દરેક ચીજ વિષે ઘણું જાણતી હતી. તે કહેતી હતી કે "પક્ષીઓ ઘણા મૂર્ખ હોય છે. મેં એક વખત એક સુંદર પુષ્ટ મરઘી પકડી હતી; જ્યારે મેં તે મરઘીને કહ્યું કે તે ઘણી સુંદર દેખાય છે ત્યારે તે મરઘીએ મને તેની પોતાની છેક નજીક જવા દીધી હતી."

૫. તેથી તે શિયાળે તે કાગડી તરફ ઊંચે જોયું અને કહ્યું, "જે પક્ષી હું ત્યાં ઉપર જોઉં છું તે કેવું સુંદર છે! બેશક તે સઘળાં પક્ષીઓની રાણી છે. તેને કેવાં સુંદર પીછાં છે! પેલી ચળકતી, કાળી આંખ અને પેલી સુંદર પુંછડીના જેવી કોઈ સુંદર ચીજ મેં કદી જોઈ નથી."

૬. તે કાગડીએ અગાઉ આની માફક કદી વખાણ સાંભળ્યા નહોતા. તે ઘણી રાજી થઈ ગઈ, પણ તદ્દન શાંત બેસી રહી અને કંઈ બોલી નહિ.

૭. તે શિયાળ તેની પાસે તેનું મોઢું ઉઘડાવવા માગતો હતો તેથી તેણે બોલવાનું જારી રાખ્યું. તેણે કહ્યું, "ઓ રાણી! તમારો અવાજ ઘણો મધુર છે. લોકો કહે છે કે બુલબુલ આનાથી અરધું પણ સરસ ગાઈ શકતું નથી. મને સંભળાવવાને તમે તમારું એક મધુર ગાયન ગાઓ."

૮. જ્યારે તે કાગડીએ આ પ્રમાણે સાંભળ્યું, ત્યારે પતરાજી-ખોર કાગડી એટલી ખુશ થઈ ગઈ કે તે માંસના કકડા વિષે સઘળું ભૂલી ગઈ. તેણે ગાવાને પોતાની ચાંચ ઉઘાડી. તે બોલી, "કા, કા". અને જ્યારે તેણે તેમ કીધું ત્યારે તે માંસનો ટુકડો તે ભુખ્યા શિયાળના ખુલ્લા મ્હોંમાં જઈ પડયો, જે તે જેમ બને તેમ ઝડપથી ખાઈ ગયો, જો કે હસવાથી તે શિયાળ લગભગ ગુંગળાઈ ગયો હતો.

## ૩૫. હંમેશાં તમારૂં વચન પાળો : ભાગ પહેલો

૧. કોઈ એક ગામમાં ઘણા ઉંદરો હતા. તેઓ ખેતરમાં રહેતા હતા. પણ એક વર્ષ વરસાદ નહિ પડયો તેથી ખાવાને અનાજ મળ્યું નહિ, અને સઘળા ઉંદરો ગામમાં આવ્યા અને જમીનમાં દર કીધાં અને ત્યાં રહ્યા.

૨. તેઓ ગામડિયાઓનો સઘળો ખોરાક ખાઈ ગયા. તેઓ કોઈથી બ્હીતા ન હતા. તેઓ હજારોની સંખ્યામાં હતા. જ્યારે માણસો પોતાના ચોખા ખાતા હોય ત્યારે તેઓ હિંમતથી આવતા, અને ચોખા ચોરી જતા.

૩. તે ગામડિયાઓને શું કરવું તે સૂઝયું નહિ. તેઓ સઘળા ગામના પટેલ કને ગયા, પણ તે પટેલ તેઓને મદદ કરી શકયો નહિ. તેના ઘરમાં પણ ઉંદરોનાં ટોળેટોળાં હતાં.

૪. જ્યારે તેઓ તે વિષે વાત કરતા હતા, ત્યારે એક અજાણ્યો પુરુષ ગામમાં આવ્યો. તે હકીમ જેવો દેખાતો હતો. તેની પાસે તેના હાથમાં સારંગી હતી. ગામડિયાએ કહ્યું, "ચાલો, આપણે અજાણ્યા પુરુષને પુછીએ કે શું કરવું? હકીમો ઘણા હોશિયાર માણસો હોય છે."

૫. તે હકીમે ઉંદરો વિષે સઘળું સાંભળ્યું. ત્યાર પછી તે બોલ્યો, "હા, હું દસ મિનિટમાં સઘળા ઉંદરને દૂર કરીશ. જો હું તેમ કરૂં તો તમે મને એકસો રૂપિયા આપશો?" તે પટેલે કહ્યું, "જો તમે આ ઉંદરોને લઈ જશો તો અમે તમને બસો રૂપિયા ઘણી ખુશીથી આપીશું."

૬. તે હકીમે ત્યાર પછી પોતાની સારંગી લીધી અને તે વગાડવા માંડી. જેવું તેણે શરૂ કીધું કે એક ઉંદર આવ્યો. ત્યારપછી બીજો આવ્યો અને ત્યારપછી બીજો. એમ તેણે એવી મધુર રીતે સારંગી વગાડી કે ગામમાં રહેતા સઘળા ઉંદરો તેની પાસે દોડી આવ્યા. તેમાં મોટા ઉંદરો, નાના ઉંદરો, ઘરડા ઉંદરો, જુવાન ઉંદરો અને ઉંદરોનાં કુટુંબો હતાં. આખો મહોલ્લો ઉંદરોથી ભરાઈ ગયો.

૭. ત્યાર પછી તે હકીમ એક માઈલ છેટે નદી તરફ આવ્યો. સઘળા ઉંદરો તેની પુંઠે દોડયા. તેઓ થોભી શક્યા નહિ. તે ગાયન એટલું મધુર લાગ્યું કે તેઓને બીજા કશાનો વિચાર આવી શક્યો નહિ.

૮. તે હકીમ નદી કિનારા આગળ થોભ્યો, પણ તેણે વગાડવાનું ચાલુ રાખ્યું. ઉંદરો થોભી શકયા નહિં. તે ગાયને તેઓને આગળ ચલાવ્યા. તેઓ સઘળા નદીમાં પડયા અને ડૂબી ગયા.

## ૩૬. હંમેશાં તમારૂં વચન પાળો: ભાગ બીજો

૧. તે હકીમે એક કે બે કલાક સુધી તે નદીના કિનારા ઉપર આરામ લીધો અને ત્યાર પછી ગામમાં ચાલી આવ્યો. સઘળા ગામડિયા હમણાં ખોરાક ખાતા હતા, અને હસતા હતા, અને વાત કરતા હતા. તે પટેલ પોતાના ઘરમાં હતો અને તેની સાથે ગામના આગેવાન માણસો હતા.

૨. તે હકીમ પોતાના હાથમાં પોતાની સારંગી લઈને તે ઘરમાં ચાલી આવ્યો અને કહ્યું, "હવે બધા ઉંદરો મરી ગયા છે, અને તમોએ વચન આપ્યા પ્રમાણે બસો રૂપિયા આપો."

૩. તે પટેલ કને પુષ્કળ પૈસા હતા. વળી ઘણા ગામડિયા પણ પૈસાદાર હતા. પણ જ્યારે તે હકીમે બસો રૂપિયા માગ્યા ત્યારે તેઓ એક બીજા સામું જોવા લાગ્યા અને શું કહેવું તે તેઓને સૂઝયું નહિ.

૪. આખરે પટેલે જવાબ દીધો, "અમારા જેવા ગરીબ માણસો બસો રૂપિયા ક્યાંથી લાવે? અમે માત્ર મજાક કરતા હતા. કદાચ અમે તમને પાંચ રૂપિયા આપીએ. પાંચ રૂપિયા લો અને ચાલ્યા જાઓ."

૫. ત્યારે તે હકીમે કહ્યું, "તમે મને બસો રૂપિયા આપવાનું વચન આપ્યું, અને તમારે મને બસો રૂપિયા આપવા જોઈએ. જો તમે નહિ આપશો તો તમે તેને માટે પસ્તાશો. હું મારી સારંગી પર એક કરતાં વધારે રાગ વગાડી શકું છું."

૬. જ્યારે તે પટેલે આ પ્રમાણે સાંભળ્યું, ત્યારે તે ગુસ્સે થયો. તેણે કહ્યું, "અમે તમને એક પણ રૂપિયો આપીશું નહિ. તમે ત્યાં આખો દહાડો, અને આખી રાત સુધી ઉભા રહો, અને જ્યાંસુધી

તમારી સારંગી ભાંગી જાય ત્યાં સુધી વગાડો. ઉંદરો બધા મરી ગયા છે. હવે અમને તમારી અથવા તમારી સારંગીની શી દરકાર છે?"

૭. બીજા ગામડિયાએ કહ્યું, "હા, તે ખરૂં છે. ઉંદરો સઘળા મરી ગયા છે. અમે તમને હવે એક પૈસો પણ આપીશું નહિ."

૮. જ્યારે તે હકીમે જોયું કે તેઓ કેવી રીતે તેને ઠગવાની કોશિષ કરતા હતા, ત્યારે તે કંઈ બોલ્યો નહિ, પણ તે બહાર નીકળી ગામના મહોલ્લામાં આવ્યો અને તેણે પોતાની સારંગી ઉપર બીજો રાગ વગાડવા માંડ્યો.

૯. જેવું તેણે વગાડવા માંડ્યું તેવીજ એક ગાય સાંભળવા આવી; ત્યારપછી બીજી ગાય આવી, અને ત્યારપછી બીજી એક. ત્યારપછી ગામની સઘળી ગાયો પોતાનાં વાછરડાં સાથે આવી અને હકીમની આસપાસ ઉભી રહી.

૧૦. સઘળી ભેંસો પણ દોડતી આવી. એટલી બધી ગાયો અને ભેંસો હતી કે મહોલ્લામાં ઉભા રહેવાની જગા નહોતી.

૧૧. હકીમ ફરીથી નદી તરફ ગયો ને ચાલતો ચાલતો સારંગી વગાડતો ગયો. બધી ગાયો ને ભેંસો તેની પાછળ ગઈ, એક પણ પછવાડે રહી નહિ.

૧૨. હકીમ તે નદીકિનારે અટકયો. પરંતુ ગાયો અને ભેંસોથી થોભાયું નહિ. તેઓ નદીમાં ચાલી; નદી ઘણી ઊંડી હતી ને ઘણી ઝડપથી વહેતી હતી, અને દરેક ગાય ભેંસ ડૂબી ગઈ.

૧૩. ગામડિયાઓને હવે સમજાયું કે પોતાનો વચનભંગ કરવામાં અને અજાણ્યા માણસને છેતરવાનો પ્રયત્ન કરવામાં તેમણે કેવી મૂર્ખાઈ કરી હતી. તેઓ ગભરાઈ ગયા, અને પટેલ પોતાને ઘેર દોડી ગયો, બસો રૂપિયા લાવ્યો અને હકીમને તે આપ્યા.

૧૪. હકીમે પટેલને સલામ કરી ને ચાલ્યો ગયો. તેને અટકાવતાં અથવા તો એક શબ્દ પણ કહેતાં ગામડિયાઓને બીક લાગી, કારણ કે તેઓએ વિચાર્યું, "કદાચ તે પોતાની સારંગી પર બીજો રાગ વગાડશે, અને આપણાં બધાં છોકરાંઓ તેની પાછળ જશે ને ડૂબી જશે."

# મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ

બુકસેલર્સ, નાણાવટ—સૂરત.

---

| | |
|---|---|
| મેકમિલન ન્યુ રીડર્સ પ્રાયમર ભાગ પહેલાના મીનીંગ (તરજુમા સહીત) | ૦-૪-૦ |
| મેકમિલન ન્યુ રીડર્સ પ્રાયમર બીજાના ,, | ....૦-૬-૦ |
| મેકમિલન ન્યુ રીડર્સ નં. ૧લાના ,, | ....૦-૮-૦ |
| મેકમિલન ન્યુ રીડર્સ નં. ૨ ના ,, | ....૦-૧૧-૦ |
| મેકમિલન ન્યુ રીડર્સ નં. ૩ ના ,, | ....૦-૧૩-૦ |
| મેકમિલન ન્યુ રીડર્સ નં. ૪ ના ,, | ....૧-૦-૦ |
| મેકમિલન ન્યુ રીડર્સ નં. ૫ ના ,, | ....૧-૪-૦ |
| ધી મિડલ સ્કૂલ એરિથમેટીક ભાગ પહેલો | ....૦-૮-૦ |
| ,, ,, ,, બીજો | ....૦-૫-૦ |
| ,, ,, ,, ત્રીજો | ....૦-૫-૦ |
| નેલસન રીડર્સ પ્રાયમરના મીનીંગ(તરજુમા સહિત) | ...૦-૬-૦ |
| નેલસન રીડર્સ નં. ૧ના ,, .... | ....૦-૧૦-૦ |
| ,, ,, ૨ના ,, .... | ....૦-૧૩-૦ |
| ,, ,, ૩ના ,, .... | ....૧-૪-૦ |
| કોહીનુર રીડર્સ પ્રાયમરના મીનીંગ (તરજુમા સહીત) | ....૦-૫-૦ |
| ,, ,, નં. ૧ના ,, .... | ....૦-૬-૦ |
| ,, ,, ૨ના ,, .... | ....૦-૮-૦ |
| ,, ,, ૩ના ,, .... | ... ૦-૧૦-૦ |
| ,, ,, ૪ના ,, .... | ....૧-૦-૦ |
| ,, ,, ૫ના ,, .... | ....૧-૪-૦ |

Published by–Navnitlal Balubhai of Messrs Karsandas Narandas & Sons, Book-sellers & Publishers, Nanavat, SURAT.

Printed by–Ganpatrao Narayanrao Nicum at the N. L. Nicum & sons. Shanker P. Press, Chawta Bridge, SURAT.